ॐ श्री

# નૂરજહાન



## નાટકનાં ગાયનો.

લેખક-

રા. જયાશંકર વાઘજીભાઇ વ્યાસ.

( જામનગર )

પ્રકાશક-

બાપુલાલ બી. નાયક.

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક

સયાજી થીએટર-વડોદરા.

આવૃત્તિ ૨જી પ્રત ૩૦૦૦.



સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

મૂલ્ય ૦-૪-૦

# મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

જહાંગીર.... .... ....દિલ્હીનો બાદશાહ.

મહોબતખાન........બાદશાહનો સેનાપતિ–મેવાડના રાણાનો પિત્રાઇ.

ખુશરૂ, શાહજહાં, શાહેરીઆર ........જહાંગીરના શાહજાદા.

શેરઅફઘાન ........મહેરૂન્નિસાનો પતિ, લયલાનો પિતા.

આસફ .... .... ....મહેરૂન્નિસાનો ભાઈ.

સાગરસિંહ............મેવાડના મહારાણા.

રતનાજી ............હીરાનો પિતા.

સવાશેરસિંહ........ફાંકડો યુક્તિબાજ, હીરાનો પતિ.

ધાંધલ ................સવાશેરનો નોકર.

ઉમેદવારો, પૂજારી, દરબારીઓ, મુગલ સિપાહીઓ વગેરે.



## સ્ત્રી પાત્રો.

**રેવારાણી** ........જહાંગીરની મહારાણી.

**મહેરૂન્નિસા**........જહાંગીરનું પ્રેમપાત્ર, શેરઅફઘાનની પત્ની. પાછળથી જહાંગીરની નૂરજહાન બેગમ.

**લયલા**................શેરઅફઘાનની બેટી. (મહેરૂન્નિસાની પુત્રી)

**હીરા**..................બાપના લાડથી છકી ગએલી, રતનાજીની દીકરી.

સાહેલીઓ, દાસીઓ, વારાંગનાઓ વગેરે.



ૐ શ્રી

# નૂરજહાન

## મંગલાચરણ—ઇશ્વરસ્તુતી.

### પ્રવેશ ૧લો.

### સ્થળ—જહાંગીરનો મહેલ.

જહાંગીર મહેરૂન્નિસાના પ્રેમમાં પીડાય છે. તેની ગમગીની દૂર કરવા તેના સ્નેહી મંડળના ઉપચારો, છેવટે મહેરૂન્નિસાને જેમ બને તેમ જલદી લાવવાનો નિશ્ચય. પાછળથી પોતાના પ્રાણ લેવાની ખટપટ કરનાર માટે શાહજાદા ખુશરૂનો ન્યાય. તેને સખ્ત સજા. સેનાપતિ મહોબતખાંની યાચનાથી સજામાં સુધારો.

---

### પ્રવેશ ૨જો.

### સ્થળ—શેરઅફઘાનનું ઘર.

લયલા અને સખીઓનો વિનોદ. મહેરૂન્નિસા અને શેર અફઘાનની જીવનમર્ણની સમસ્યા. પાછળથી બાદશાહી માણસોએ શેરઅફઘાનનું ખુન કરી, મહેરૂન્નિસા અને લયલાને દિલ્હી લઇ જવાં.

---

### પ્રવેશ ૩જો.

### સ્થળ—રસ્તો.

બાપે બહુ મોઢે ચડાવવાથી છકી ગએલી હીરા, પુરૂષ જાતને ધિક્કારે છે. નહિ પરણવાની હઠ લે છે, બાપના દાબમાં નહિ રહેનાર હીરાને જે પરણી તેને સુધારે તેને

પોતાની તમામ મીલકત આપી દેવાની તેના બાપની શરતથી હીરાને પરણવા કેટલાક ઉમેદવારો આવે છે; તેઓને હીરા મારી ગાળો દઇ કાઢી મૂકે છે. છેવટે તેના માથાનો "શેરને માથે સવાશેર" નીકળે છે અને તેને પરાણે પરણ્યું છે.

---

## પ્રવેશ ૪થો.

## સ્થળ—બાદશાહી મહેલ.

લયલાનો માને ઠપકો. મહેરૂન્નિસાની સંમતી મેળવી છુટકારાની રજા માટે લયલાએ મહારાણી રેવા પાસે જવું. રેવારાણીએ આવી મહેરૂન્નિસાની મરજી જાણવી. અને તેને છુટી કરવા બાદશાહ પાસે જવું. પાછળથી મહેરૂન્નિસાના ભાઇનું આવવું. ભાઈની વાતચીતથી મહેરૂન્નિસાએ પોતાના નિશ્ચયથી ડગવું અને સર્વ વાત ભાવી ઉપર છોડી છેલ્લો નિર્ણય કરવા જહાંગીર પાસે જવું.

---

## પ્રવેશ ૫મો.

## સ્થળ—જહાંગીરનો મહેલ.

પૂર્વના પ્રેમી જોડાનો મેળાપ. મહેરૂન્નિસાના ઘવાયેલા હૃદયના ઉદ્‌ગારો. જહાંગીરની પ્રેમઘેલછા. સ્વામી તરફનો ધર્મ અને પૂર્વના પ્રિયતમનો પ્રેમ, બન્નેની અસરથી મહેરૂન્નિસાનું હૃદયમંથન પ્રથમ બેઠેલા હૃદય પર પ્રેમના પાકા રંગનો પ્રકાશ. ભવિષ્યમાં હાની થવાની મહેરૂન્નિસાને ચિંતા તેને સદાને માટે નિર્ણય કરવા, જહાંગીરે પ્રેમના માટે મહેરૂન્નિસાને સત્તાનું બલિદાન આપવું.

---

## પ્રવેશ ૬ઠ્ઠો.

## સ્થળ—લયલાનું રહેઠાણ.

બાદશાહી કુટુંબના સર્વ માણસો કરતાં શાહજાદા

શહેરીઆરના નિર્મળ અંતઃકરણ અને નિર્દોષ સ્વભાવ ઉપર લયલાનું આકર્ષણ. શહેરીઆરનો લયલા ઉપર પ્રેમ અને લયલાની શહેરીઆર ઉપર દયા.

---

## પ્રવેશ ૭મો.

## સ્થળ—બાદશાહી બાગ.

લગ્ન થયાં પછી જહાંગીરે મહેરૂન્નિસાનું નામ "નૂરજહાન" રાખવું. ન્યાય ઘંટ. (ગમે તે વખતે પ્રજાની ફરીયાદ સાંભળી દાદ આપવા માટે જહાંગીરે ન્યાય ઘંટ રાખ્યો છે) તે ઘંટનો અવાજ સાંભળી ફરીયાદીને હાજર કરવા હુકમ કરવો. પોતાના પતિના મૃત્યુથી નિરાધાર થઇ પડેલા કુટુંબની દયા માગવા એક ગરીબ સ્ત્રીનું આવવું, અને તેના પતિનું મૃત્યુ જહાંગીરની બંદુકની ગોળીથી થવાની સાબીતી. જહાંગીરનો શુધ્ધ ન્યાય. પોતે તેવી સજા સહેવા તૈયાર થવું. ગરીબ સ્ત્રીની રહમદીલી. જહાંગીરે તેના કુટુંબના પોષણ માટે જાગીરોની બક્ષીસ કરવી. નૂરજહાંને લયલાનો તિરસ્કાર. લયલાને જહાંગીરની ધમકી. બહાદુર બાપની બહાદુર બેટીની નિડરતા. જહાંગીરે ઉશ્કેરાઇ તેના પર ગોળી છોડવી. વચ્ચે દાસી આવી જવાથી તેનું મૃત્યુ અને લયલાનું બચી જવું.

## ટેબ્લો.



# અંક ૨ જો

## પ્રવેશ ૧લો.

### સ્થળ—જંગલ.

દક્ષિણની લડાઇમાં નૂરજહાનની શીખવણીથી અન્દર રાજા રેવારાણીના પુત્ર ખુશરૂનું ખૂન કરે છે.

## પ્રવેશ ૨જો.

### સ્થળ—ગામના પાદરમાં શિવમંદિર.

હીરાની હઠ, એ હઠ મૂકાવવા સવારશેરની યુક્તિ. શૂરવીરનું શૂરાતન; તેજી તલવારના ચમકારાથી હીરાબાઇનું સાસરે જવું.

## પ્રવેશ ૩જો.

### સ્થળ—મેવાડમાં રાણાજીનું ઉદ્યાન.

ખુશરૂના ખુનનો આરોપ નૂરજહાંએ શાહજહાં ઉપર મૂકવાથી ઉશ્કેરાઇ નૂરજહાં ઉપર વેર લેવા શાહજહાં દિલ્હી ઉપર ચડાઇ લાવે છે. મહોબતખાન તેને હરાવે છે, તેથી શાહજહાં નાશી મેવાડ આવી રાણાજીના આશ્રયમાં રહેલ છે. મહોબતખાન બાદશાહ પાસેથી અભય વચન મેળવી, દૂત સાથે પત્ર મોકલી શાહજહાંને દિલ્હી બોલાવે છે. શાહજહાંનું દિલ્હી તરફ પ્રયાણ.

## પ્રવેશ ૪થો.

### સ્થળ—બાદશાહી મહેલ.

ખુશરૂના ખૂન માટે શાહજહાંનો ન્યાય કરવા નૂરજ-

હાન જહાંગીરને ઉશ્કેરે છે. ખૂશરૂના મૃત્યુ માટે તેની માતા રેવારાણીનું રૂદન. નૂરજહાનને તેની કૃતઘ્નતા માટે લયલાનો ઠપકો. પાછળથી શહેરીઆરના નિર્દોષ અને રસિક જીવન ઉપર લયલાનો પ્રેમ.

---

## પ્રવેશ ૫મો.

### સ્થળ—ખાનગી દરબાર.

શાહજહાંનો ન્યાય. નૂરજહાંનો પ્રપંચ. શાહજહાંએ નૂરજહાંનો તિરસ્કાર કરવો. નૂરજહાંનું ઉશ્કેરાવું. મહોબતખાંએ બાદશાહને અભય વચનની ચાદ્દી આપી શાહજહાંનો પક્ષ કરવો. મહોબતખાંને પકડવા નૂરજહાંનો હુકમ. તે હુકમનો અનાદર ખુશરૂના ખૂન કરાવવાના અપરાધ માટે લયલાએ નૂરજહાંને જાહેર કરવી. બાદશાહે ખુલાસો માગવો. નૂરજહાંનું સ્ત્રીચરિત્ર.

---

## પ્રવેશ ૬ઠ્ઠો.

### સ્થળ—સવારશેરનું ઘર.

પોતાના સ્વભાવની અજમાયશ. હીરાનો તોર ઉતારવા સવારશેરની યુક્તિ પર યુક્તિ. ઠંડા કલેજે મુંગો માર મારી હીરાની તુમાખી ઉતારી સીધીદોર કરવી.

---

## પ્રવેશ ૭મો.

### સ્થળ—બાદશાહી મહેલ.

મહોબતખાંને સેનાપતિના પદ ઉપરથી ભ્રષ્ટ કરવા અને બંગાળનો સુબો નીમવા નૂરજહાં રૂકકો મોકલે છે. રેવારાણીના મૃત્યુના સમાચાર સાંભળી જહાંગીરની દીલગીરી.

---

## પ્રવેશ. ૮મો.

### સ્થળ—મેવાડમાં રાણાનું ઉદ્યાન.

મહોબતખાંને બંગાળના સુબાના પદથી ઉતારી. નૂરજહાંએ તેને વહીવટદાર તરીકે નીમવાથી મહોબતખાં ખુલાસા માટે બાદશાહ પાસે ગયેલ પણ નૂરજહાંએ બાદશાહની મુલાકાત નહીં લેવા દેવાથી ઉશ્કેરાઈ રાણાજી પાસે મદદ માટે આવે છે અને પાંચહજાર સ્વાર લઇ દિલ્હી તરફ જાય છે.

---

## પ્રવેશ ૯મો.

### સ્થળ—લડાઇનું મેદાન.

મુગલ સૈન્ય મહોબતખાં સામે લડવાને નાહિંમત થાય છે. નૂરજહાં તેમને ઉશ્કેરી લડવા મોકવે છે. મહોબતખાં મુગલ સૈન્યને પોતાના પક્ષમાં મેળવી લે છે. સમય સમજી નૂરજહાં જહાંગીર સાથે શહેરમાં દાખલ થવા નાસે છે. પણ અકસ્માત ઝાડની ડાળીઓ ત્રુટી પડવાથી તેમનો માર્ગ રોકાઈ જાય છે. મહોબતખાં લશ્કર સાથે આવી તેમને ઘેરી લે છે.

ટૅબ્લો.



# અંક ૩જો

## પ્રવેશ ૧લો.

### સ્થળ—છાવણી.

લડાઇમાં પોતાને કબજે કરેલા જહાંગીર પાસે મહોબતખાંએ નૂરજહાંના અપરાધ માટે તેના મૃત્યુ લેખ ઉપર સહી કરાવવી, નૂરજહાંનું આવવું, પ્રેમની પ્રબળતા, જહાંગીરે પરવશ થઇ મહોબતખાં પાસે નૂરજહાંના જીવનની ભિક્ષા માગવી; મહોબતખાંની ઉદારતા અને વફાદારી, સમશેર, શાહને સોંપી મેવાડ તરફ વીદાય થવું.

## પ્રવેશ ૨જો.

### સ્થળ—સવાશેરનું ઘર.

સુધરી ગએલી હીરા અને સવાશેરનો પ્રેમ-સંતોષ. હીરાના આગળના ઉમેદવારો પરણી સજોડે, કર્કશા હીરા સાથે પોતાની કહ્યાગરી સ્ત્રીઓની સરખામણી કરી, સવાશેરને ખીજવવા આવે છે. પણ પરીક્ષામાં હીરાના સ્વભાવનું પરિવર્તન જોઈ આશ્ચર્ય થાય છે. અને હીરાનો પિતા ગમતમાં ને ગમતમાં સુધરેલી હીરાને અનુભવ કરી સંતોષ માને છે.

## પ્રવેશ ૩જો.

### સ્થળ—મેવાડમાં શાહજહાંનું મકાન.

રાણાજી પાસે મહોબતખાંનું સંસાર ત્યાગ કરી ફકીરની કફની ધારણ કરી આવવુ. શાહજહાંનો [illegible] ના પિતાના મૃત્યુથી શોક, મહોબતખાં અને આસફ શાહજહાંને તખ્તનશીન કરવા દિલ્હી લઇ જાય છે, ઉપકારવશ શાહજહાંના હિંદુરાણા પ્રત્યે ઉદ્‌ગાર, બન્નેના શુદ્ધ સ્નેહ ! યાદગીરી.

## પ્રવેશ ૪થો.

### સ્થળ—નૂરજહાંનો મહેલ.

જહાંગીરના મરણથી નિરાશ થયેલી નૂરજહાં પોતાની સત્તા કાયમ રાખવા ભોળા શહેરીઆરને તખ્તનશીન થવા સમજાવે છે. લયલા નૂરજહાંની કપટજાળમાંથી શહેરીઆરને બચાવી લે છે. નૂરજહાંની અત્યંત નિરાશા અને પડતીનું દ્રસ્ય.

---

## પ્રવેશ ૫મો.

### સ્થળ—જંગલ.

દુસ્મનોએ શહેરીઆરની આંખો ફોડી નાંખી છે. લયલા શહેરીઆરને અંતર ચક્ષુથી અલૌકિક પ્રેમદર્શન કરાવે છે. સબળે સ્થળેથી પાછી પડી પ્રપંચનું ફળ પામી, પોતાનાં કૃત્યોનો પસ્તાવો કરતી દીવાની થઈ ગએલી નૂરજહાંની દુર્દશા, લયલાની દયા. લયલા તેને દિલાસો આપે છે. નૂરજહાંની દુર્દશા ઉપર દયા લાવી તેને સાહ્ય આપવા મહોબતખાં શાહજહાંને ભલામણ કરે છે. ભલા અને દયાળુ શાહજહાંની ઉદારતા અને ઉચ્ચવૃત્તિ. સીન ટ્રાન્સફર.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—દિલ્હી દરબાર.

શાહજહાંને તાજપોષી, નાચરંગ—આનંદ.



॥ श्री गणेशाय नमः ॥

# નૂરજહાન

## મંગલાચરણ

બાળાઓ—

વંદુ રમાપતિ રામ રઘુવર
દીન બંધુજન અસુર નિકંદન
વિઘ્ન વિનાશનહાર સર્વદા —વંદુ૦
આ જન ને વિભુ પદની આશ સદાની છે
છે લાજ તમારે હાથ અમારી
વિઘ્ન વિનાશનહાર સર્વદા —વંદુ૦

———

બાળાઓ— ૨

કરો સ્નેહીજનોને સ્હાય, શ્રી યદુરાય શ્યામ મુરારિ
અરજ અમારી, અંતર ધારી
નદી ઉદધિ સંયોગ સદા સ્થિર થાય, એજ ઉપાય
કરો ગિરધારી—કરો૦
પ્યારી વેલી પીયુ તરૂને વળગી, થાય કદી ના અળગી
સ્નેહ સુધારસ વારિ, કરો સીંચન વનમાળી
સુખ શાન્તિનાં ફળ તેમાં પ્રગટાય હૃદય હરખાય,
શ્યામ મુરારિ—કરો૦

———

કંચનીઓ— ૩

પીયો રસ પ્રેમકી યે પ્યાલી, નિરાલી, મતવાલી
જો પીયે એક બાર તો હરસૂ દીખે હરિયાલી—પીયો૦
જામ જગાવે જીગરમે, જંગ જોર કા જોશ;
દૂર કરે દિલકા સભી, હમ ભરમે અફસોસ.
જરા તો લો જનાબે આલી, જમાવે ચેહરે પેયે લાલી
પ્યાલી કરો ઝટ ખાલી, ઉરમે ઉગે ઉજીયાલી—પીયો૦

---

લયલા }
સાહેલીયો }— ૪

શોભે વસંત કેવો બાગમાં
ટહુકે સૂર, શોર કોકિલા તણો રંગરાગમાં
સુમન વસંતના સુવાસમાં, વનિતા વિકસે વિલાસમાં
સરિતા કૂપ વાપી છે વસંતરાજના રાજમાં —શોભે૦
જળ સ્થળ નભ સર્વત્ર છે, ઋતુ વસંતનું રાજ;
કામ કારભારી થયો, રૈયત સ્નેહી સમાજ.
પીયુ ચિતચોર એ સમાજમાં, આવીને આ વસંત તાજમાં
ચતુરા ચિત્ત ને તે કયાંઈ ચોરે નાં વસી આંખમાં—શોભે૦

---

સાહેલીયો— ૫

ખીલી જોબનની કેવી બહાર છે
જાણે રંભા તણો અવતાર છે

લયલા— આ શી ચાલ છે? શી ધમાલ છે?

સાહેલીયો—નેણુ કારી કટારીની ધાર છે, મારનાર છે
ચાલ ગજની મદમાતી ગુલાબી છે ગાલ
હઇયે રૂડો શણગાર છે —ખીલી૦
પ્રેમ પોથીથી શીખ્યા જે ભાવો
કોઈ પ્રેમી આગે પગટાવો

લયલા— હું તો હારી, થા ન્યારી
સાહેલીયો—શી તારી, ખુમારી, જાઉં વારી —બીલી૦

———

મહેરૂન્નિસા— ૬

અરે મન છોડી દઈ પૂર્વ પ્રીતમની ધૂન
ભજ તું હવે જે નેહે વયા છે —અરે૦
વિનષ્ટ થયો તરૂ તેથી હવે તો
ફળ તણી આશ વૃથા છે —અરે૦

———

મહેરૂન્નિસા— ૭

ભક્તિ ભાવના અંતર ધરી
કરશે આ કિંકરી આપ ચાકરી—ભક્તિ૦
વિનવું હું કરગરી, તજો ન દાસીને વરી
ભલી છું વા હું છું બુરી, ફરી ન આપથી જરી—ભક્તિ૦
જ્યોતિ સૂર્યની ટળી, દીવે નિશા જશે સરી
પતિ સેવામાં સંચરી, જશે તરી આ સહચરી—ભક્તિ૦

———

હીરા— ૮

બોલે તારો બેસુરા સિતાર ના
સ્વર સાધુ સુધારી આ તાર ના
એ સિતાર લગ્નમાં વગાડીશુંજી—બોલે૦
ગવૈયો— વધારે ફેરવો ન ખુંટી
જશે શરીરનો સિતાર આમ કુટી
જશે આ શ્વાસ તાર તુટી
હીરા— જશેકુટી તો બાળી ફુંકી નાંખીશુંજી—બોલે૦

———

મહેરૂન્નિસા— ૯

નવ થાયે વશ કોથી વિકારો :મનનાં
વાસને લોભે મધુકર જીવન, આપે પંકજમાં—નવ૦
તેમજ મેં પણ મનવશ થઈ રજ, નાંખી જીવતરમાં—નવ૦

---

રેવારાણી— ૧૦

સમજોને સ્વામી અમારા
દુ:ખદાયી છે :પરદારા
તજી દઈને અમૃત ધારા
વિષ પીયો કાં પ્રભુ મારા —સમજોને૦
અન્ય ને જો દુ:ખી કરશો
પાપનો ઘટ ભરશો, દુ:ખને વરશો
લોક અને પરલોક તમારા
બેઉ બગડશે પ્યારા—દુ:ખદાયી૦

---

મહેરૂન્નિસા— ૧૧

પ્રગટી પ્રીતિ હની જે તેને ન્યારી કરી
ધરીશ હૈયે હું તો નબી, પરાણે મનને વશ કરી
બનીશ ના કોની સહચરી —પ્રગટી૦
છે એજ છેલ્લી પ્રાર્થના દિલદારની દિલદારને
હું પ્રેમ અગ્નિમાં બળી છોડું કદી સંસારને
તો લાશ મુજ વીંટી કફનમાં, કબ્રમાં દફનાવજો
ને કબ્રપર બાળી દીવો, આંખેથી આંસુ ઢાળજો —પરાણે૦

---

**લયલા—** ૧૨

નિહાળી દુઃખ મારૂં આપ દુઃખ વાટે વિચરશોમાં
વિધિ વિપરીત વાનતાને વરી વિપત્તિને વરશોમાં
ભલે સંતાપ ના તાપે બળે આ બાગ બુલબુલનો
એ તાપો ઠારવાને આપ નેણે નીર ભરશોમાં—નિહાળી૦
સરી સુખ સીડીયેથી હું ડુબુ દુઃખ સિંધુમાં આવી
પરંતુ તારવા મુજને તમે ઉંડા ઉતરશોમાં —નિહાળી૦



# અંક ૨ જો.

---

**સવારશેર—** ૧૩

ચાલો પ્રીતમને પંથે શી વાર છે? શો વિચાર છે?

**હીરા—**મ્હાવી ધાંધલમાં પાગલ શો સાર છે?

તું ગમાર છે, જા જુહાર છે—ચાલો૦

**સવારશેર—**ત્યારે જોઇ લે તું તેજી તલવાર આ મારૂં કાપું ખાઉં

**હીરા—**ઓયમા, આવું છું આવું છું એ ભુંડી ન બતાવશો.

**સવારશેર—**ત્યારે થઇ આગળ આ ઝગડો પતાવશો

ઠંડીગાર છે બેડો પાર છે —ચાલો૦

---

**લયલા—** ૧૪

જેના કર્મે તમે આવ્યાં અતિ જાહોજલાલીમાં
મૂકયાં તેને તમે તો પાયમાલીમાં.
તમને જેણે પાયું અમી, તેનેજ વિષ આપ્યું તમે
જે તરૂવરે છાયા કરી, તેનેજ હા કાપ્યું તમે.
જેણે તમારા માર્ગમાં, સુખ સાધનો લાવી ધર્યાં
તેનાજ જીવન માર્ગમાં, કંટક તમે તો પાથર્યા
પીધો છો શત્રુતાનું ઝેર, નાંખી પ્રેમ પ્યાલીમાં
હજી પણ છે વખત જાલિમ મટી તું થા દયાળી મા—જેના૦

---

**લયલા—** ૧૫

મુસ્કરાતે જાતે હયં કુછ મુસે ફરમાનેકે બાદ
બીજલીયાં ચમકા રહે હયં ફુલ બરસાનેકે બાદ
ગુલ ચહડાયેંગે લહેદ પર જીસેં યે ઉમ્મીદથી
વોહી પત્થર રખ ગયે સીને પે દફનાનેકે બાદ

અય બુતો અચ્છા નહે હય દિલ કીસીકા તોડના
કૌન પુછેગા તુમે એ હુસ્ન ઢલજાનેકે બાદ
ક્યા શીકાયતે હો રહીથી દિલકે લે લેનેકે બાદ
કયસી આંખે ઝુક ગઈ મતલબ નીકલ જાનેકે બાદ—મુસ્ક૦

---

કંચનીયો— ૧૬

મેઘવા ચહુ દિશ છાયે, જલભર લાયે
જીયરા મેરા ડરપાયે કછુ મોહે ના સોહાયે—મેઘવા૦
સુખસેજ ખાને ધાયે, પ્રાણનાથ નાહીં આયે
ના તો સંદેશા પઠાયે હાયજાન મોરી જાયે—મેઘવા૦

---

૧૭

હીરા—પ્યારા ભરથાર, મુંગો માર શાને મારો
સવાશેર—આ, શા ઉદ્‌ગારો ? હું તો છું સેવક તારો
હીરા—જાય છે ભૂખે તરશે જાન આ કંઇ તો વિચારો—પ્યા૦
સવાશેર—જાન જો તમને વ્હાલો, તો આ સ્વભાવ સુધારો
હીરા—કહેશો જે તે કરવાને હું રાજી છું આ ગુસ્સો ઠારો;
આપ હવે પરમેશ્વર મારા, હું પૂજા કરનારી,
પુરૂષતણી પદવી છે મોટી, હીરા તમથી હારી.
સવાશેર—ત્યારે આવો આમ હવે સુધારીયે પ્રીતે જન્મારો—પ્યા૦

---

નૂરજહાન— ૧૮

કલેજવા રે બાંસુરી કી ધૂન લાગી
હું અપને ઘર કામ કરત રહી
શ્રવણ સુનત ઉઠ ભાગી —કલેજવા૦

હિદુ સૈન્ય— ૧૯

ચાલો ચારો, સહુ સરદારો લઇ તલવારો,
તોડો ફોડો પ્રચંડ અરિને
હિમ્મત ધરીને, સબળ રિપુદળ સન્મુખ પડીને
જંગ જગાવો, મારો, કાપો; બાંધો ખૂંદી નાખો —ચાલો૦
થાય જીત યશ છે જગતમાં
રણમાં જો મરશો, ભવથી તો તરશો
સ્વર્ગે વિચરશો જરીયે ન ડરશો
માલિક માટે, શિરને સાટે, તન મન વારો, જાન નિસારો
અવસર આવો સારો આવે ન ફરીને —ચાલો૦



# અંક ૩જો.

મહોબતખાં—                ૨૦

અગમ નિગમ કુદરત તણો મહિમા
ધરમ કરમ તણો ક્ષય થતો જગમાં
કુટિલ અધમ જન ભોગ ભોગવતા                —અગમ૦
પૂર્ણ ચંદ્રમા ને રાહુ નડતર
પ્રફુલ્લિત સુમનને સહુ કોઈ ચુંટતાં                —અગમ૦

———

નૂરજહાન—                ૨૧

છો આપ માલીક મુજ હૃદયના આપને ચાહનાર છું
સદ્‌ભાગ્ય સમજી હું તમારા, ચરણમ મરનાર છું —છો૦
ચાહે તો મારાં નયન આ, તુજ પંથમાં હું પાથરૂં,
આ પ્રાણ પણ તુજ કારણે, હું અર્પવા તૈયાર છું —છો૦
બદલો વફાદારી તણો, આપ્યો ખરો મુજને તમે,
અલ્લાહથી આ જૂલમની, ફરિયાદ હું કરનાર છું —છો૦

———

લયલા—                ૨૨

થશો પીયુ જ્યારે મહારાજા રાજના
જશો કચરાઈ સત્તાના ભારમાં
ભાન ભૂલશોજી, સરકારી આ કારોબારમાં—થશો૦

પ્રેમ વિસારી મુજ ફુલાઇ ફરશો
જાન હજારો નિત લેશો
રાજ સેવક સહુ સલામ ભરશે
રોફ તખ્ત પર બેસી કરશોજી સાજના—થશો૦

—— ——

લયલા— ૨૩

વિશ્વની રચના જોતાં લાગે રૂપાળી,
અંદર દીસે દોજખની અંધારી, વ્હાલા—વિશ્વ૦
મઓલા મદારી તેનો કંડીયો છે દુનીયાં
નાગણુ માયા માંહી પાળી
નજરે તો જોતાં માયા નાગણુ રૂપાળી લાગે
અડતાં તેને તે નાંખે મારી, વ્હાલા—વિશ્વ૦
ઝગકે નિરખતાં તો સુંદર અંગારો
નાંખે તેનો ડાંમ બાળી
ઢોલકી મઢેલી જોતાં, ભરેલી ઉપરથી લાગે
અંદર તો જોતાં મળે ખાલી, વ્હાલા—વિશ્વ૦

—— ——

નૂરજહાન— ૨૪

જાલિમ મારૂં જીવન છુટી જાય
ભોગ વિલાસ મુજ સમણાં થયાંરે
દિલ આ દીવાનું થયું હાય —જાલિમ૦
સ્નેહી સઆં સહુ સુખનાં સંગાથી
દુઃખમાં કરે ના કોઇ સ્હાય —જાલિમ૦

—— ——

કીધાં હોય જેવાં પુણ્ય પાપ, ફળ પામે તેવાં માનવી હોજી
વાવી બીજો બાવળ તણાંરે, આમ્ર: ફળોનાં ફળે
અન્યને દુ:ખી કરવાં જતાંરે,: નિજનેજ દુ:ખ મળે
શિક્ષા એ સાચી જાણવી હોજી —કીધાં•
બાંધી પાલખ જે મ્હેલ ચણે તે ઉપર રોજ ચડે
કુપ કરે જે ધરતીને ખોદી નીચે તે ઉતરે
અનીતિ તેથી ટાળવી હોજી —કીધાં.






# જાહેર ખબર

નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહીં.

૧ સૌભાગ્ય-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામલતા.
મધુ-બંસરી.
૫ સુધા-ચંદ્ર.
૬ સ્નેહ-સરિતા.
૭ મેઘ-માલિની.
૮ આનંદ-લહરી.
૯ પ્રતાપ-લક્ષ્મી.
૧૦ કુલીન કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક-તારા.
૧૩ કુંદબાળા.
૧૪ ચંદા. ૧૫ રાજ-બીજ.
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી ભાઇ બ્હેન.
૧૮ પ્રેમકળા.
૧૯ માનસિંહ-અભયસિંહ.
૨૦ મુળરાજ સોલંકી.
૨૧ સુંદર વેણી.
૨૨ રસિક-મણી.
૨૩ બારિસ્ટર.
૨૪ રામ ચરિત્ર.
૨૫ જયરાજ.
૨૬ પુષ્પસેન-પુષ્પાવતી.
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહિની.
૩૨ જહાંગીર શાહ ગૌહર.
૩૩ અજબ કુમારી.
૩૪ નળ-દમયંતી.
૩૫ લલિતા દુઃખ દર્શક.
૩૬ લક્ષાધિપતિનો રમણ.
૩૭ સંગતનાં રંગ.
૩૮ દાગે હસરત.
૩૯ નેક અંજામ.
૪૦ જુગલ જુગારી.
૪૧ નંદબત્રીસી.
૪૨ નવલશા હીરજી.
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા
૪૫ સંગતનાં ફળ.
૪૬ વિશ્વલીલા.
૪૭ તિલસ્મે હસ્કત.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ-કુસુમ.
૫૧ ખાન્દાને ગુલ.
૫૨ રામ-રતન.
૫૩ શકુંતલા.
૫૪ ભદ્રાભામિની.
૫૫ વિમળા.
૫૬ હોંસીલી હીરા.
૫૭ શ્રી દેવી.
૫૮ કનક-કિશોરી.
૫૯ ગુમાન-તારા.
૬૦ નાગમતિ
૬૧ જહરી અંગુશતરી.
૬૨ સૌભાગ્યનો સિંહ.
૬૩ સામ્બ લક્ષ્મણા.
૬૪ ભારત સંતાન.
૬૫ વીર માનસિંહ. ૬૬ નૂરજહાન.

**બાપુલાલ બી. નાયક.**
**મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.**